# श्री सोमनाथजी सुबोध गा ्न

# नाट , मंडळी.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**સલાટ. કાશીરામ લાલચંદ**

મેનેજર— સોમનાથ ઉપાસી શ્રી ચંદ્ર કંપની

મુ. વડનગર.

વિસનગર—વિસનગર પદ્માકર પ્રીન્ટીંગ પ્રેસ.

અને

અમદાવાદ— ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.

પ્રત ૧૦૦૦. સંવત ૧૯૫૬.

કીંમત ૩૦-૨-૬.

# श्री सोमनाथजी सुबोध गायन

# नाट , मंडळी.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**સલાટ. કાશીરામ લાલચંદ**

મેનેજર— સોમનાથ ઉપાસી શ્રી ચંદ્ર કંપની

મુ. વડનગર.

વિસનગર— વિસનગર પદ્માકર પ્રીન્ટીંગ પ્રેસ.

અને

અમદાવાદ— ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.

પ્રત ૧૦૦૦. સંવત ૧૯૫૬.

કીંમત ૩૦-૨-૬.

# પ્રસ્તાવના.

## રસીક શ્રી સોમનાથજી

આ પુસ્તક શ્રી સોમનાથ ઉપાસી લોકોને માટે કર્યું છે કે જેથી શંભુ ઉપર આસ્થા રહે માટે કર્યું છે. એમ કરીને પણ ગાયનના લીધે સર્વ સોમનાથનું નામ લેશે માટે અમોએ પણ ઘણી તસ્દી લેઈ સર્વે મીત્રોને નમન કરીને આ પુસ્તકનો વિચાર કરેલો છે માટે સરવે શંભુનું આરાધન કરજો તો તમારૂં કાર્ય સિદ્ધ થશે માટે હું લખી છુંકું છું

સરવે શ્રી સોમનાથજીનાં દર્શન કરવાનું નેમ લેશો એવી આશા રાખું છું.

---

# નાટકનાં પાત્રો.

| | |
|---|---|
| સરવે પાત્રે ... ... ... ... | સ્તુતિ કરે છે |
| છડીદાર ... ... ... ... | કૈલાશની કચેરી |
| ભેરવગણુ ... ... ... ... | એટલે બટુક |
| ઉમીયાજી ... ... ... ... ... | પાર્વતિ |
| સરસ્વતિ ... ... ... ... | પાર્વતિની દાસી |
| ગણુપતિ ... ... ... ... | મહાદેવનો પુત્ર |
| વિશ્વકર્મા ... ... ... ... | શંભુના સિલ્પી |
| હનુમાન ... ... ... ... | મહાદેવના સેવક |
| સખીઓ ... ... ... ... | ઉમીયાજીની સાહેલી |
| રાજા ... ... | શંકરનું આરાધન કરનાર સિદ્ધરાજ |
| રાણી ... ... ... ... | સિદ્ધરાજની સ્ત્રી |
| કુંવર ... ... ... ... | સિદ્ધરાજનો પુત્ર |
| સજ્જનો ... ... ... ... | કુંવરના મીત્રો |
| મહાદેવ ... ... ... ... | શ્રી સોમનાથજી |
| કુંવરી ... ... ... ... | સિદ્ધરાજની પુત્રી |
| ભીલા રાણી ... ... ... ... | શંભુની સ્ત્રી |
| પ્રધાન ... ... ... ... | સિદ્ધરાજનો દિવાન |

# શ્રી સોમનાથજી સુબોધ ગાયન.

## નાટક.

અંક ૧ લો

**સર્વે પાત્રો.**

સ્તુતિ

**રાગ શ્રી શંખેશ્વર**

શ્રી સોમનાથજી, કરૂં વિનતી અતિ;
સર્વે સીલ્પી નમેછે, શુભ આપજો મતી. ટેક,

**ચલતી** ચાર ગામ તાબે છે તારે, શ્રી સંકર જતી;
સર્વેને આપો આજે, આપો શુભ મતી. શ્રી૦

**ચલતી** સુંદીર રચના શોભે સારી, પંચ દેવની માંય;
ઈષ્ટ દેવનું સ્મરણ કરતાં, સરવે દુઃખ જાય. શ્રી૦

**ચલતી** સુંદીર વાડી શોભે સારી, પંચ દેવની માંય;
ઈષ્ટ દેવની પુજા કરતાં, સરવે વિઘ્નો જાય. શ્રી૦

**ચલતી** ઇષ્ટ દેવની પુજા કરીએ, ચાલો આપણ સાથ;
બધા ભાઇઓ સર્વે મળીને, ચાલો જઇએ આજ. શ્રી૦

સ્તુતિ કરીને જાય છે ને છડીદાર આવીને છડી પોકારે છે.

**છડીદાર**—કૈલાશ કચેરીમાં આવીને છડી પોકારે છે.

છડીદાર—અખંડ મંડલાકાર વા પવના ચતુરદીશ મહારાજા શ્રી સોમનાથને ઘણી ખમા સલાંપે નીગેરખે મહેરબાન કૈલાશ પતિકું ઘણી ખમા.

છડીદાર છડી પોકારીને ઉભો રહે છે એટલે શ્રી સોમનાથજી કચેરીમાં આવી બીરાજમાન થાય છે. એટલે ભેરવગણ બે હસ્ત જોડીને વંદન કરે છે.

## ભેરવગણ.

### અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

શ્રી સોમનાથજી, કૃપા નીધિ તમે. ટેક.
સેવકોની સાય તમે કરજો સદા;
શંભુ નાથજી કૃપા કરો તમે. શ્રી સોમનાથજી
સેવકોને સુખ તમે આપજો સદા;
શ્રી સોમનાથજી દર્શન માગીએ. શ્રી સોમનાથજી

ભેરવગણ વંદન કરીને કહે છે કે મહારાજ અમેરી અરજ સુણ કે કૃપા કરની ચઇએ એજ હે. ભેરવ જાય છે ને પડદો પડે છે એટલે ઉમીયાજી અને દાસી બંને જણ આવી પડદામાં ગાય છે.

ઉમીયાજી— રાગ માઢ.

વરવરવા ઇચ્છા થઈ મારી, હાયે હું હારી,
મળ્યા ન સોમનાથ પતિ. (૨)
દર્શન વીના શંભુ સોમનાથજી, મનમારૂં મુઝાય;

માટે કૃપા કરીને સ્વાંમી, દર્શન આપો આજ. (૨) વર વરવા
પાર્વતિ પતિ અગમ ગતિ, વિનતી કરૂં છું અતિ સેવક;
સોમ પુરાંની સાયજ કરજો, માગુંછું અતિ વારંવાર. વર વરવા

દાસી હજુ સુધી સોમનાથજી તપ કરીને આવ્યા નહીં માટે શું હશે, એટલે દાસી કહે છે—

**દાસી સરસ્વતિ—**

**ઓ વીપરીત બુદ્ધિની નારી એ રાગ.**

નહીં સોચ કરો મન માંયે, સોમનાથજી કરશે સહુ સારૂં;
ધીરજનું ફળ અતિ આપશે સોમનાથ પતિ,
પતિ પતિ અરે પતિ એમ મતિ, તમે અરે કહો શી બાઈ;
જમીને રમીને ગમીને દમીને, શાંતી ધરો મોદભરો ધ્યાન ધરો.
હરો ફરો કાલે મળશે પતિ અતિ હરખાઈ, નહીં સોચ કરો મનમાંયે.

બાઇ આટલાં શોકાતુર શા માટે થયાં છો. સોમનાથજી કાલ આવશે. માટે શંકરનું આરાધન કરો.

**ઉમીયાજી—**

**ધિકધિક તુજને કહે શું મુજને એ રાગ.**

તુજને કહું શું અત્યારી, તું શું જાણે ડાપણુ આણે;
સોમનાથ પતિની ખબર નથી, ધીક ધીક૦
કદાપી એ વચન હવેથી જો ભણી,
નીકાળી દેઈસ તુજને હું પાપણી ગણી;
એ દુષ્ટ ભાંમની, ન આવ આમની,
નહીં તું કામની, બોલ વીચારી નારી. ધિકધિક તુજને૦

દાસી તું મારા આગળ વગર વીચાર્યે વાત બોલે તે સમજણ રાખજે એટલું કહી જાય છે ને પડદો પડે છે એટલે કચેરીના પડદામાં આવી ગણપતિ ગાયન ગાય છે એટલે છડીદાર છડી પોકારે છે

**છડીદાર**—સલાંપે નીગેરખે મહેરબાન કૈલાશ પતિકું ઘણી ખમા.

એટલે શંકર આવીને ઉભા રહે છે એટલે ગણપતિ બે હાથ જોડીને કહે છે કે પીતાજી આપને અભીવંદન કરૂં છું.

ગણપતિ—

## પ્રવેશ બીજો.

## સ્થળ કૈલાસથી થોડે છેટે બાગમાં શ્રી સોમનાથજી તથા છડીદાર તથા ગણપતિ.

### ગાયન રાગ ગોપીચંદન

મમતાત કૃપાળુ વીનતી કરૂં છું એણી વારને. ટેક.
તમ દર્શનના કાજે આવ્યો, જંગલ ફિરકે આજ;
શ્રી સોમનાથજી દર્શન આપો, મુજને થાય ચિન્તાયરે. મ०
જો દર્શન મુજને નહિ આપો, કરૂં દેહની ઘાત;
શ્રી સોમનાથજી દર્શન આપો, કરૂં વીનતી. આજ મમતાત०
હું ગણપતિ સુત તમારો, વીનતી કરૂં આણી વાર;
મુજ ઉપર કૃપા કરીને, દર્શન આપો આજરે. મમતાત०

ગાયન ગાઇને ગણપતિ કહે છે કે પીતાજી તુમ તપ કરનેકું જાતા હો પણ હમકું એકલેકું રખા નહી જાતા હે બાદ હમકું સંગ લે અસો જંગલમાં કુચ નહીં હે એમ કહીને શ્રી સોમનાથજી ગાયન ગાય છે ને ગણપતિને કહેછે.

શ્રી સોમનાથજી—

સુણુ સદેવંતરાય અનુંરાય એ રાંગ.

સુણુ ગણુપતિરાય, અનુંરાયરે;
હો બાતાં મેરી, સુણુ ગણુપતીરાય. ટેક

તુમ આયકે ઉગાજ કીધા, મેં આયા જટ આજ;
અનુઆજરે હો, બાતાં મેરી. સુણુ ગણ૦

બોત દીનસે તુમ ગયેતે, ચીંતા હોતીતી મન; અનુ૦
મનરે હો બાતાં મેરીઃ સુણુ ગણુ૦

કુનકુન જંગલ ફીરે ગણુપતી, સુનાઓ એ બાત;
અનુબાત અનુબાતરે હો બાતાં મેરી. સુણુ ગણુ૦

મે સોમનાથજી તું પુત્ર ગણુપતી કરસે દર્શન આજ;
અનુઆજરે હો બાતાં મેરી. સુણુગણુ૦

એટલું ગાયન ગાઇને કહે છે કે સુણુ ગણુપતિ હંમ જંગલમેં તપ કરનેકું જાતાહે બાદ તુમ કૈલાસકી બરાબર રખના મેં થોડા માસમેં આઉંગા વાં તલક તુમ બાહાર ફીરનેકું મત જાના પીતાજી ઓ વાત સચહે મગર હે જંગલમેં હમસે કયું રહ્યા જાયગા તુમ હોતેહો ઇસ બખત પણ હમકું ડર લગતાહે તો આપતો જંગલમે તપ કરનેકુ જાતે હોતે તુમ કીસ બખત આવોગે માટે અમકું સંગ લે ચલો એજ મેરી અરજહે હા હા ઇસબ તતો મેરેકું જાનેદે પીછે તેરેકું લે ચલુંગા જાયછે ને પડદો પડે છે.

# સ્થળપુર પાટણ સદ્ધરાજની કચેરી.

## પ્રવેશ ત્રીજો.

**પાત્રો. છડીદાર, સેનાધિપતિ, કુંવર, તથા મીત્રો, રાણી, રાજા, કુંવરી તથા પ્રધાન.**

રાજાને પ્રવેશ કરતાં છડીદાર– પ્રજા પ્રતિ પાલન દીન દયાળ પૃથ્વિપતિ મહારાજા ધિરાજ સિદ્ધરાજ મહારાજને ઘણી ખમા.

પ્રધાનજી રાજની સ્થિતિ શી ચાલે છે ને હમારી રૈયત સુખી કે દુઃખી છે. મહારાજ રાજ્યની સ્થિતિ સારી છે ને આપની પ્રજા સુખ સાતામાં છે. સેનાધીપતિ—મહારાજ લશ્કરને દારૂ ગોળીની રજા કરવા જોઇએ એ હાહા સેનાધીપતિ લશ્કરને બરાબર ખબર રખની ચાહીએ, રાજાજી એ બાત ખરી હે લશ્કરકી કશી ચિન્તા રખની નહીં

કુંવર તથા કુંવરના મીત્રો આવીને સિદ્ધરાજની કચેરીમાં ગાયન ગાય છે.

**કુંવર મીત્રો**

**કરમાં તું દિલ સાથ, એ રાગ.**

ગાવોને સૌ સાથ સભાજન ગાવોને સૌ સાથ
સોમનાથજી કરશે સાય. ટેક
તમે માયાળુ ને તમે દયાળુ, શાંન્તી આપનાર છો કૃપાળુ
**ભાષણ**— ચાલો મારા પ્યારા મીત્રો આજ દર્શન કરવા જઇએ
તેથી સોમનાથજી કરશે સાય સભાજનો.
કર કરૂણા સોમનાથ, રંકપર કર કરૂણા સોમનાથ;

દયા કરીને દર્શન આપો, મેર કરી તમે સાંમારે આવો.

**ભાષણ**— અહો મારા પ્યારા મીત્રો આજ આનંદનો દિવસ છે. માટે ગાવોને સઉ સાથ સભાજન ગાવોને

દર્શન કરવા આવ્યો છું શંભુ હરખ ધરીને મનની માંહી;
કૃપા કરીને દર્શન આપો.

**ભાષણ**— સોમનાથજી સોમપુરાં ઉપર મહેર કરજો, માટે ગાઓને૦ એટલું ગાઇને ઉભા રહે છે એટલે રાજા કહે છે કે સંજનો સોમનાથજી કહાં વસે છે. મહારાજ સોમનાથજી વડનગરમાં વસે છે પ્રધાનજી આપણુ આજે દર્શન કરવા જઇશું હા મહારાજ આપની મરજી હોય તે ખરી. એટલે સેનાધિપતિ કહે છે કે મહારાજ આજ આપ ક્યાં પધારવાનો વિચાર કરો છો. સેનાધિપતિ આજ વડનગર જવાનો વિચાર છે ત્યાં આગળ સોમનાથજીનું મોટું ધામ છે માટે દર્શન કરવા જઇએ, માટે લશ્કર તૈયાર કરો, મહારાજ તૈયાર કરૂં છું જાય છે ને પડદો પાડે છે, સરવે તૈયાર થઇને વડનગર જાય છે એટલે વડનગર આવી રહ્યા એટલે શ્રી સોમનાથજી કચેરીભરી બેઠા છે એટલે છડીદાર કહે છે કે મહારાજ કોઈ રાજા આપનાં દર્શન કરવા સારૂ આવવાને રજા માગે છે, છડીદાર આવને દો એટલે રાજા કહે છે કે સોમનાથજી આપને અભીવંદન કરૂંછું એમ કહીને બે હાથ જોડી ગાયન ગાય છે

**સિદ્ધરાજ**—

**મુને મુકીને ગયો છે મારો છેલડો એ રાજ.**
મુને દર્શન કરવાની ઘણી હુંશ છે જો,
માટે કૃપા કરો મહારાજ શંભુ આજ. મુ૦

અરે શંભુ દર્શને આવ્યેછું હુંતો દોડીનેરે;
સોમનાથ દર્શન આપો આજ, મહારાજ. મુને દ૦
રાજ મંડળી આવી છે સર્વે મંડપમાંરે;
કરે નમન સરવે જોડી બે હાથ શંભુ આજ. મુને દ૦

એટલે શંકર સર્વેના સામું જોઇને કહે છે કે સર્વેની જે થાઓ સર્વે લીન થઇને શંકરની સ્તુતિ કરે છે એટલે કચેરી બરખાસ હોતી હે નીગેરખે મહેરબાન છડીદાર સલાંપે.

**સર્વે પાત્રો—**

## અંક બીજો.

### પ્રવેશ ૧ લો.

વંદન કરૂં સોમનાથ પતિ, સંકટ હરશે સઉ ત્રીપુરારી;
સેવક દીલમાં ધારી, અતી હર્ષે ગતી અતિ સોમનાથની. વં૦
આફત સગળી જાશે મન વાંછિત થાશે;
માટે કૃપા કરી સેવકોની સાય કરો. વંદન કરૂં૦

સ્તુતી કરીને જાય છે ને પડદો પડે છે એટલે બીજો પડદો ઉઘડે છે. રાજ બાગમાં કુંવરી તથા કુંવર બંને જણ બાગમાં રમવા જાય છે. આવીને ઉભાં રહીને કહે છે-કે પ્રીય બંધુ આ શી વાડી ખીલી રહી છે હા બેન વાડી સારી ખીલી છે ને નવીન જાતનાં ફુલ તથા ફળ સારાં દેખાય છે અહો પ્રીય બંધુ કાલે વડનગર સોમનાથજીનાં દર્શન કરવા ગયા હતા તે ઠેકાણે સોમનાથજીના મંડપમાં કેવી શોભા હતી મારૂં મનતો ત્યાંજ રહેવાનું હતું હા હા બેન મારી પણ એજ મરજી હતી કે ત્યાં રહીએ તો ઘણું સારૂં ચાલો બેન મેલમાં જઇએ આપણને આવે ઘણો વખત થયો છે. જાવાનો વિચાર કરે છે એટ

લામાં બેરવગણુ અતી કાગદ આપે છે તે જોતાં ગણો આનંદ થાય છે પ્રીય બંધુ સોમનાથનો પત્ર આપણને દર્શન કરવા તેડાવ્યા છે માટે લાવ વાંચી જોઇએ. કાગદ વાંચે છે ને બંને જણ ગાય છે.

કુંવરી તથા કુંવર—

**પાત્ર સોમ.**

**પત્ર નાથનો આવ્યો ઇસ એ રાગ**

પત્ર સોમનાથનો આવ્યો અરે બંધુ, પત્ર સોમનાથનો આવ્યો,
મહા હેત કારી પત્ર શંભુનો, હેતે મુજ મન ભાવ્યો અરે બંધુ. પત્ર૦
ગણુપતિ તુજને પાયે નમુછું, તુજમાં મુજને સમાવો અરે બંધુ. પત્ર૦
જો નહિં નમું તો માનજ જાયે હું છું દાસ તમારો અહો બંધુ. પત્ર૦
માટે સોમનાથજી દર્શન આપો, મંડળી ઉપર હેતલાવી અહો બંધુ. પ૦

પ્રીય બંધુ ચાલો જઇએ ને આપણા પીતાજીને કહીને આપણે તથા આપણી માતુશ્રી ચાલો દર્શન કરવા ચાલો જઇએ હા હા બેન એ વાત ખરી છે મારૂં પણ મન ઘણા દિવસથી જવાનું ચાહે છે હા બંધુ ચાલો જઇએ. જાય છે અને પડદો પડે છે ને રાજા પાસે જઇને પીતાજી આપને અભીવંદન કરૂં છું અમારૂં મન વડનગર જવાનું છે માટે અમને રજા આપો, સુખેથી જાઓ અમારી વતી શ્રી સોમનથાજીને અભીવંદન કરજો વારૂ પીતાજી અમો બાઇ બેન તથા અમારી માતુશ્રી અમો ત્રણે જણુ જઇએ છીએ વારૂ જલદીથી આવજો. જાય છે તેટલામાં કુંવરના મીત્રો આવે છે ને કહે છે કે ભાઈ આજ કયાં તૈયારી કરીછે તે અમને કહો પ્રીય બંધુ. આજ વડનગર સોમનાથનાં દર્શનકરવા જવું છે એટલામાં તેની માતુશ્રી આવે છે ને કહે છે કે ભાઈ મારૂં મન આજ વડનગર જવાનું થયું છે. સોમનાથજીનાં દર્શન કરવાને

ઇચ્છા થઈ છે હા હા માતુશ્રી મારૂં એજ કહેવાનું હતું અમો જ ઇએ છીએ તમો ચાલો ત્યારે હું દરેશ પેરી આવું. જાય છે એટલે કુંવર પ્રત્યે મીત્રો ગાયન કરે છે.

**મીત્રો.**

**શાહેર બંગાળા ચું ઝુરે થારી ફોજ ઝુરે મહારાજ એ રાગ**

પ્રીયે બંધુ ચાલો જઇએ દર્શન કરવા કાજ. (૨) ટેક
શ્રી સોમનાથ સુખ દાયક બંધુ. કરશે તારી સાય. પ્રી૦
જટ તું જઇને બંધુ પુજા કરજે આજ,
શંકર તુજને સાય કરશે, દુઃખ સરવ જાય. પ્રી૦
જઇને તું શીશ નાંમજે, કરજે શંભુની સેવા;
સોમનાથ તુને સાય કરશે, દુઃખ દરીદ્ર જાય. પ્રી૦
શંભુનો મંડપ શોભતો, શોભા શી કહું;
સોમ પુરાંની નાતમાં, કૃપા કરો મહારાજ. પ્રી૦
મંડપમાં આવીને શંભુ, શીષ નમાવું આજ;
શંભુ તમારી મંડળી, ગુણ ચંદ્ર કંપની કહેવાય. પ્રી૦

પ્રીય બંધુ ચાલો ચાલો જલદીથી જઇએ કેમ જે દર્શનનો વખત જાય છે માટે ઝટ ચાલો. જાય છે ને વડનગર સોમનાથ મંડપ તથા દેરા સાથી પડદો ઉપડે છે એટલે સરવે આવી ઉભા રહે છે ને કહેં છે કે શંભુ સભામાં કયારે આવશે એટલે હનુમાન કહે છે કે થોડી ડેર રહે અભી તુમ ડેર જાઓ. એટલું કહેતાંમાં છડીદાર— નીગેરખે મહેરબાન, એટલે આવી સોમનાથજી સિંહાસન ઉપર બેસે છે ને કહે છે કે તુમ લોક કાંસે આયે હો ને કોન હો પીતાજી આપને અભીવંદન કરીએ છીએ હમ રાજન લોક છીએ. અમારે રેવાનો સ્થળ પુરપા-

ટણુ સિદ્ધરાજના ઘરનાં છીએ અને આ તેમનો પુત્ર છે ને આ તેમની પુત્રી છે અને હું તેમની સ્ત્રી છું ને આ કુંવરના સજ્જનો છે તે રસ્તેથી સંગાથ થયો છે તે પણ આપના દર્શનના સારૂ આવ્યા છે એટલે કુંવર કહે છે કે સોમનાથજી આપને અમારા પીતાજીએ અભીવંદન કહ્યા છે પુત્ર તારા પીતાજીના સત વચનના અભીવંદન માનું છું એટલું કહી શંકર કહે છે કે જીતેરો બાગા તુમેરી જય હોજો સરવે ઉભા રહે છે ને સિદ્ધરાજની સ્ત્રી ગાયન ગાય છે એટલામાં સોમપુરા સ્ત્રીઓ સાથી દર્શન કરવા આવે છે તે પણ ઉભાં રહે છે ને ગાય છે.

**સિદ્ધરાજની રાણી—**

**રાગ હોરી**

નમુછું હું એક કરજોડી સુણો વિનતી સોમનાથ હમારી. નમુ૦
શંભુ સોમનાથજી કૃપા કરીને દર્શન આપો આજ

**ચલતી**–જો દર્શન મુજને નહી આપો, તો થાય ઉત્પાત;
કહી કહી થાકી આ વાર, નમુ૦
દર્શન કરવા આવ્યાં છે સરવે, સોમપુરા નરનારી,

**ચલતી**–આશ સરવે પુરી કરજો, માગે તે આપો આજ;
સુણો અરજ શંભુ અમારી, નમુ૦
ગાંમ વનગર શહેર છે સારૂં, સોમનાથ બીરાજે ત્યાંહ;

**ચલતી**–હનુમંત ગણપતિ વીધ્નકર્તા છે, પાસે છે કુબેર ભંડારી;
વંદન કરે નર ને નારી, નમુ૦
આ અરજ શંભુ ઉરમાં લેઇને, મહેર કરો મહાદેવ;

**ચલતી**-ગુણુ ચંદ્ર મંડળી ઉપર મહેર કરીને દર્શન આપો આજ;
વંદન કરૂં હું વારે હું વારે, નમુ૦

શ્રી શંકર જતી સર્વે ભક્તોની સહાય કરજો ને જે માગે તે વરદાન આપજો ને સર્વેને પ્રમેશ્વર પારણાં બંધાવજો એટલી અમારી અરજ છે એટલું કહીને સિદ્ધરાજની સ્ત્રી ઉભી રહે છે એટલે સિદ્ધરાજની કુંવરી ગાયન ગાય છે.

**કુંવરી**—

**દીધું છે દુખ તેં પાછી તેડાવીને એ રાગ,**

શંભુનારે ચરણે આવી થઈ હું બહુ રાજી ટેક
કરજોડીને કરૂં વિનતી સકળ સભા આજ
આજ કરે અરજી શીશ નામીને માગુ વીનતી વરદાન આપો.
શ્રી શંકર જતી કૃપા કરીને અરજ લેજો શંભુ મારા;
વરદાન દેજો વીનતી મારી સુણીનેરે પુત્રીની સાય.
કેઆ તમે કર જોડીને કરૂં વિનતી ઈચ્છા વર આપજો પીતાજી
કર જોડીને વંદન કરૂં હું માગું તે આપજો શંભુ. ક૦

સરવે જાય છે ને પડદો પડે છે છડીદાર— નીગેરબ મહેરબાન કૈલાસ પતિકું ધણી ખમા જાય છે એટલે બીજો પડદો ઉપડે છે.

## પ્રવેશ બીજો

### સ્થળ રાજબાગ .કુંવરી તથા સાહેલીઓ સર્વે મળીને ગાય છે.

**કુંવરી તથા સાહેલીઓ**—

## મોલે પધારો મહારાજ એ રાગ. ટેક

**સાહેલીઓ—** દર્શન દો ઝટ આજ શંભુજી દર્શન આપો.

**કુંવરી—** સાખી

દર્શન વીનાની બાવરી મન મારૂં મુઝાય ઉભી મંડપ એકલી;
કોણ કરશે અમારી સાય કૃપા કરીને દર્શન ઓ દર્શન આપો.

સાખી

ઘરસે નીકળી એકલી દર્શન કરવા કાજ
દર્શનની મુજ આશ છે કરજોડીને નમુ બેઉ હાથ
કૃપાળી દર્શન આપો દર્શન આજ.

સાખી

ગુણ ચંદન મંડળી આવીને, ગુણ તમારા ગાય
કરજોડી કરૂં વીનતી, હું તો માગું છું વારંવાર
કૃપા કરીને દર્શન આપો દર્શન આપો આજ. કૃપા કરી

સર્વે પૂજ્ય વેણી ખોળામાં લેઇને જાય છે. જતી વખતે ચાલતે ચાલતે સખીઓના સાથે કુંવરી ગાતી ગાતી જાય છે.

**કુંવરી—**

## રાજ બાગમાં જઇએ એ રાગ

માતુ શ્રી પાસે જઇએ ચાલોને સખી માતુ શ્રી પાસે જઇએ ટેક
પાસે જઇને વીનતી કરીને વર માગી લઇએ ચાલોને સખી મા૦
માતુ શ્રી આગળ વાત પરણવાની આજ જઇને કહીએ. મા૦
પતિ વીના સખી કામજ મારૂં પીડા કરે બહુ આજ. મા૦
આરે અરજ સખી ઉરમાં લેઇને, માતા પાસે જઇએ. મા૦

## સ્થળ સિદ્ધરાજનું જનાન ખાનું.

### પ્રવેશ ૩ જો

### કુંવરી, સખીઓ, તેની માતુશ્રી તથા તેની દાસી

બાઈ સાહેબ આપની કુંવરી તથા તેમની સખીઓ શાથી આપ કને મળવા સારૂ આવે છે વારૂ દાસી આવવા દે, આવે છે ને કહે છે કે માતુશ્રી આપને અભીવંદન કરૂંછું, પુત્રી તને ઘણી ખમા સખીઓ— માતુ શ્રી આપને અભીવંદન કરીએ છીએ આટલું કહીને ઉભાં રહે છે એટલે પુછેછે પુત્રી તું મારા પાસે આજ તું કાંઇ માગવા સારૂ આવી છે તેવી મને માલમ પડે છે ના માતુ શ્રી કાંઈ માગવા સારૂ આવી નથી. સખીઓ— માતુશ્રી અમો તમને એક અરજ કરવા સારૂ આવ્યાં છીએ તે ઉરમાં લેશો. ફરમાવો ત્યારે. આપની પુત્રી વરસ વીશની થઈ પણ હજુ સુધી તમો લગ્નની વાત કરતાં નથી તે સારૂં નહીં માટે તમો હવે તો કુંવરીનાં લગ્ન કરો તો ઘણું સારૂં એજ અમારી અરજ છે. હા હા સખીઓ મારા મનમાં એજ વાત હતી. હું ઘણા દીવસથી એજ વીચાર કરૂંછું ને હવેથી તે વાત જરૂર તેના પીતા પાસે કહીને હું કુંવરીનાં લગ્ન કરાશ. ગાયન ગાય છે

સિદ્ધરાજની રાણી—

**મારી પ્રાણ પ્યારી પારદ એ રાગ.**

મારી પ્રાણ પ્યારી પુત્રી, રે જરા ધીરીરે ધારી. ટેક.
બળશે શું વસોપાત કરેથી, જપને શ્રી સોમનાથ;
શંકર તારી સાગજ કરશે, હું કહુંછું વારંમવાર. મારી૦

જાઉંછું તારા પીતા પાસે, જઇને કહુંછું હું વાત;
લગ્ન તારાં પ્રીતેથી કરશે, તું માનને સત્ય વચન. મારી૦
સુખેથી પુત્રી જાઓ મેળામાં, કરીને રંગ વીલાસ;
ફરતાં ફરતાં ધ્યાંનજ ધરીયે, કરીએ ઘરનું કાજ. મારી૦
સાહેલીઓ સાથી જાઓ, વડનગર દર્શન કરવા કાજ;
મનમાંન્યો વર માગજે તું, શંભુ પાસે આજ. મારી૦

મારી પ્યારી પુત્રી સુખેથી તું આજ વડનગર જઇને શંભુ સોમનાથના પાસે મનમાન્યો વર માગી વેલી પધાર જે, વારૂ માતુશ્રી હું જાઉંછું મારી પ્યારી સાહેલીઓ ચાલો આજ વડનગર જઇએ મને દર્શન કરવાની ઇચ્છા થઇ છે. વારૂ બેન ચાલો જાય છે ને પડદો પડે છે.

## સ્થળ વડનગર સોમનાથજીનો મંડપ.

### પ્રવેશ ૪ થો.

**સોમનાથજી, છડીદાર, તથા કુંવરી સખીઓ સાથે મંડપમાં ગરબો ગાય છે.**

કુંવરી—

**આવે બેની ગરબો ગાવા એ રાગ.**

સખી સોમનાથ છે સુખકારી,
તેમના મુખપર જાઉં વારી સખી સોમના ૧
એક વડનેગર વીસનગર ગામરે, તેમાં સોમ પુરાંનું ધામરે;
સોમ પુરાં કરે છે લેરરે, પારણું બંધાવો ઘેરોઘેર. સખા ૨

શંભુની પ્રીતીથી પુજા કરીએરે, તેમનું મુખ જોઇ ફરીએરે;
ચંદન પુષ્પ, અંગે ધરીએરે. સખી સોમનાથ ૩

ચાલો ગેની, ગીત ગાઇએ પ્રીતેરે;
અતિ આનંદ ઉપને એ રીતે. સખી સોમનાથ ૪

શુભ ઓછ્વનો દીન આજેરે, પ્રીતથી વાજીંત્ર રૂડાં વાજેરે;
જ્યમ ગગનમાં મેઘજ ગાજે, સખી સોમનાથ ૫

આપો તાળી અતિ ઉમંગેરે, જેથી રાગ ચઢે પુર રંગેરે;
તે તો આનંદ ન માએ અંગે. સખી સોમનાથ ૬

પગ મુકી તાલથી ચાલોરે, પુર રાગના રંગમાં મ્હાલોરે;
મુરીંપરે ફરી લીધો હાળો. સખી સોમનાથ ૭

ગરબો ગાઇને ઉભી રહે છે, પીતાજી આપને અભીનંદન કરૂંછું પુત્રી તને ઘણી ખમા. પીતાજી મારી ઉમર વરસ વીસની થઇ માટે મારી એવી વૃતિ છે કે મનમાંનો ઇચ્છાવર વરવાની મારી ઇચ્છા છે માટે મને એવી આશીશ આપો કે મારૂં મન જે પુરૂષ ઉપર ચાય છે ને ઘણા દીવસથી તેની છબી જોવા ચાઉંછું તેજ પુરૂષ મને મળે તેવી આશિષ આપો તેથી મારૂં કામ સિદ્ધ થાય. પુત્રી તારી ઇચ્છા જે પુરૂષ ઉપર છે તે પુરૂષ સાથે તારાં લગ્ન થશે એવું મારૂં વરદાન છે. વરદાંન લેઇને જાય છે ને પડદો પડે છે, છડીદાર— સલાંપે નીગેરખે મહેરબાન કૈલાશ પતિકું ઘણી ખમા. ને રસ્તામાં ચાલતે ચાલતે કુંવરી ગાયન ગાય છે ને સખીઓ સાંભળે છે જાતે જાતે રસ્તામાં પોતાના બાગના રસ્તેથી સખીઓ પોતાને ઘેર જાય છે. ગાયન ગાતી ગાતી બાગમાં જાય છે.

**કુંવરી—**

રાગ. ગોપીચંદન.

સુણ પ્યારી સખી તું, ખબર નથીરે મારા નાથની. ટેક.
માત પિતા થયાં વેરી મારાં, થાયે મન ચિંતા;
વીના અગ્ની મુંજ અંગ બળે છે, કામ થાય છે રાખરે. સુ૦
મનમાં કરૂ વિચાર નિરંતર, અંતરની કહું વાત;
આજ કાલમાં નહીં મળે તો, નકી થશે પ્રાણ ત્યાગરે. સુ૦

ગાતી ગાતી બાગમાં જાય છે એટલે એક આસોપાલવનો છાંયલો હતો ને તેના પાસે કુંવરી ચંદ્રકાન્તાનો સ્વામી સુતો દેખીને કુંવરીની નાંની સખી કહે છે કે બાઈ સાહેબ આપના પ્રાણનાથ જેવો કોણ છે તેથી ચાલો આપણે જોઇએ. વારૂ બેન તેં જોયું હતું હા બાઇ એજ છે એવું મને માલમ પડે છે. ચાલો ત્યારે જોઇએ હા હા ચાલો જાઇએ જાય છે. બેન મારા પ્રાણનાથને તું જગાડે તો સારૂં ત્યારે બાઇ તમે સંતાઈ જાઓ. જાઉં ત્યારે જાય છે. એ રાજકુંમાર તમે કયાંથી આવ્યાં ને કયાં જાઓ છો. કેમ તમે કોણ છો સિદ્ધરાજની કુંવરીની દાસી છું વારૂ તું તેની દાસી છે. હા મહારાજ, વારૂ તે કયાં છે પ્રાણનાથ હું આ રહી જઇને વળગી પડે છે. પ્યારી તું આમ શું કરે છે. પ્રાણનાથ મારૂં દીલ ઘણા દિવસથી તલપતું હતું પણ આપ મળ્યાથી શાંતી થઈ. પ્યારી મારા મનમાં પણ એજ ઈચ્છા હતી વારૂ પ્યારી અહીંથી જઇને તું તારા પીતા પાસે જઇને લગ્નની વાત કહાડજે પ્રાણનાથ કાંઈ વાત કરવાનું પરીયોજન નથી. આપ સુખેથી હાર પેરો હાર પેરીને સોમનાથની સ્તુતી કરે છે અને બંને જણ કોટે વળગીને સ્તુતી કરે છે.

બંને જણ—

રાગ નદીના સરતન બાઈ.

ઉમીયાના સ્વાંમી તને પાયે નમું છું, મેર કર મેર કર;
મારી ઉપર તું કૃપા કૃપા કૃપા. ઉમીયાના૦ ૧
કૃપા કરો શંભુ તમે અમારા પર, સાય કરો;
સાય કરો સાય કરો. ઉમીયાના સ્વાંમી૦ ૨
અમારા ઉપર સોમનાથ મેર કરીને;
દયા કરો દયા કરો દયા કરો. ઉમીયાના સ્વાંમી૦ ૩
સાય કરી શંભુ તમે અમારા પર;
દર્શનાઘો દર્શનઘો દર્શનઘો. ઉમીયાના સ્વાંમી૦ ૪

પડદે પડે છે.

## અંક ત્રીજો

### પ્રવેશ ૧ લો

### સ્થળ રાજમેહ્લ, સીધરાજની રાણીમો એક સ્થળ

### રાણી, દાસી બંને જણ.

દાસી હજી સુધી કુંવરી વડનેગરથી આવી નહીં. તે કોણ જાણે શું હશે. બાઈ સાહેબ કોણ જાણે, દાસી તું તેના મહેલમાં જઈને જો આવી હોય તો હાલ બોલાવી લાવ, વારૂ બાઈ, દાસી બાઈ સાહેબ આપની માતુની દાસી આપ કને આવે છે. ભલે શું કામ હશે, બાઇ આપની માતુશ્રી હાલ તમને બોલાવે છે માટે જલદીથ ચાલો ચાલો હું હાલ આવું છું માતુશ્રી આપને અભીવંદન કરૂંછું પુત્રી તને ઘણું ખમા તારા લગ્ન સારૂ તારા પીતાને પુછ્યું હતું

માતુશ્રી અમારા પીતાજીનો શો વિચાર છે. પુત્રી હું તને કહું તે સાંભળ. ગાયન ગાય છે.

રાણી—

ગજલ. નારીના કટાક્ષ પારા એ રાહ

---

સુણ મારી પુત્રી તુંરે, પુછું સાચી વાત;
લગન તારાં કરવાં છે, વીરસિંહની સાથ. વીર૦ ૨
તેમાં તારો શો વીચાર, કહેને મુને વાત;
સાચે સાચું નહીં કહે તો, તુને મારા સમ. તુને૦ ૨

કુંવરી—જે વાત કહી માતાજી, તે મારે જરૂર;
સાંભળતામાં હરખ થયો, મુજને જરૂર. મુજ૦ ૨
મારૂં મન મોહ્યું છે, વીરસિંહની સાથ;
લગન મારાં થાસેરે ક્યારે, તેનીરે સંગાથ. તેની૦ ૨

રાણી—જાઉં છું હું હરખ ધરી. તારા પીતા પાસ;
જઇને હું વીપ્ર મોકલું, સગાઇ કરવા કાજ.

પુત્રી સુખેથી મેલમાં જાઓ ને હું જઇને આજ જરૂર તારી સગાઇ કરવા વીપ્રને મોકલું છું સુતારા મનને બરાબર વીશ્વાશ રાખજે હું જાઉં છું. જાય છે ને પડદો પડે છે એટલે જનાનખાનાનો પડદો ઉપડે છે.

---

## પ્રવેશ બીજો.

રાણી તથા દાસી બેન્નેજણી— એટલામાં રાજાજી પધારે છે—

બાદસાહેબ પૃથ્વીપતિ પધારે છે— દાસી પ્રાણનાથ આજ વેલા કેમ પધાર્યા.

**દાસી—** કોણ જાણે.

પ્રિયા જે વાત મેં તને કહી હતી તેનું શું કર્યું તે મને જલદીથી કહે— પ્રાણનાથ મેં દાસીને મોકલી કુંવરીને બોલાવીને કહ્યું હતું કે તારાં લગ્ન વીરસિંહની સાથે કરવાનો તારા પિતાનો વિચાર છે ત્યારે કુંવરીએ કહ્યું કે વારૂ માતાજી તમારો વિચાર છે તેજ મારો પણ વિચાર છે એમ કહી ગાયન ગાય છે

**બન્નેજણ સામા સામુ**

**રાગ નારીના કટાક્ષ પાસે.**

---

**રાણી—** પ્રાણનાથ પ્રાણનાથ કહું છું એક વાત
કુંવરીની સગાઇ કરવા વીપ્ર મુકો આજ
વિપ્ર મુકો આજ.
લગ્ન તેનાં પ્રીતે કરીએ આપણે આજ,
ખુશી થઇને દાન દેવે જમાઇને આજ,
જમાઇને આજ.

**સિદ્ધરાજ—** જે વાત કહી પ્રિયા તે મારે જરૂર,
લગ્ન કરીએ આપણે પ્રીતથી જરૂર
આપણે જરૂર.
માનને પ્રિયા હું કહું છું સાચી વાત,
કુંવરીની સગાઈ કરવા વિપ્ર મુકું આજ,
વિપ્ર મુકું આજ.

હા હા પ્રિયા આજ વિપ્રો જરૂર મોકલીએ ને કુંવરીની સગાઇ કરી ઘડીવાં લગ્ન લઇને પરણાવી દઇએ. હા પ્રાણનાથ હવે તમો ઘડીનો પણ વિલંબ કરશો નહીં ને જરૂર ગોર મહારાજને બોલાવીને તરત મોકલો. દાસી— બાઇસાહેબ શો હુકમ. દાસી તુ હાલ જઇને ગોર ગુરૂ મહારાજને બોલાવી લાવ. વારૂ બાઇ જાઉં છું. જાય છે એટલે ગોર આવી કહે છે. પૃથ્વીપતિ આપને આશીર્વાદન કરૂ છું. પધારો ગુરૂ મહારાજ. હા હા. પ્રતિપાલ ગુરૂમહારાજ કુવરીની સગાઈ કરવા જાઓ. ભલે પ્રજાપતિ. ત્યારે જરૂર જાઓ એમ કહી ગાયન ગાય છે.

**રાજા સિદ્ધરાજ—**

**રાગ કહું છું નશીબે દુખીઓ જીવો છે.**

કહું છું વિચારી વાત ગુરૂજી,
મેવાડ પધારો ... સુખેથી કહું છું. ટેક૦
લેઇ આ શ્રીફલ કુમ કુમ નારાછડી,
લઇને તમે જાઓ જરૂર મેવાડ કહું છું. ૨
મેવાડ જઇને સગાઇ કરીને,
આવજો વેલા ગુરૂરે અમારા કહું છું. ૩
સગાઇ કરીને કંસાર જમીને,
શ્રીફલ કુમ કુમ દેજો વીરસીહને. કહું છું. ૪
ત્યાં આગળ ગુરૂ કાંઇ ના બોલશો,
દક્ષણા પૈસા ગુરૂ અહીંથી આપીશું કહું છું. ૫

ગુરૂ મહારાજ લ્યો આ શ્રીફલ ને ઝટ લેઈ સગાઇ કરી વેહલા પધારજો. વારૂ પૃથ્વીપતિ જાઉ છું. હા મહારાજ હાલ જાઓ. વારૂ હું જાઉં. જાય છે ને પડદો પડે છે એટલે માડવાની કચેરીનો પડદો ઉપડે છે.

## પ્રવેશ ૩ જો.

## સ્થળ મેવાડની કચેરી.

**નાટકનાં પાત્રો—** છડીદાર. રાજા, પ્રધાન, સેનાધીપતિ, તથા વીરશીંહ કુંવર.

**છડીદાર—** નીગેરખે મહેરબાન મેવાડપતિકું ઘણી ખમા સલામે. સર્વે આવી બેસે છે રાજા ભાષણ કર છે.

**મહારાજ—** પ્રધાનજી મારા મનમાં એવી ઇચ્છા છે કે કુંવર વીરસીંહની સગાઇ કરવા આવે તોજ પરણાવવું કોઇને ઘેર કહેવા નહીં જવું એવી મારી ઇચ્છા છે. પૃથ્વીપતિ આપની ઇચ્છા શંકર પુરી કરશે.

**પ્રધાનજી—** મહારાજ કુંવરની પણ એજ ઇચ્છા છે.

**છડીદાર—** અંદાતાર આપકને એક દુર્બલ બ્રાહ્મણ આવવા મ્હાય છે.

**મહારાજા—** વારૂ છડીદાર આવવાદો.

**બ્રાહ્મણ** આવીને— મહારાજ આપને અભિવંદન કરૂં છું.

**મહારાજા—** પધારો ભેશા બાવા કયાંથી આવોછો ને કયાં જાઓ છો મહારાજ ? અહીંઆં સુધી ને આપની પાસેજ આવ્યા છીએ.

**મહારાજા—** ભલે ભલે પધારો શું કાંમ છે? તે ફરમાવો

જે કામે આવ્યા હો તે કહો- મેવાડપતિ હું જે કામે આવ્યો છું તે આપને કહું છું તે સાંભળો. એમ કહી ગાયન ગાય છે.

### રાગ ક્ષત્રી કલંક

**બ્રાહ્મણ—** સુણો મેવાડપતિ મહારાજ વિનંતિ મારી ઉર ધરીરે.

હું તો આવ્યો છુ. સગાઈ કરવા કાજ વિનંતી॰ ૧
પુર પાટણનો સિદ્ધરાજ વિનંતી॰ ૨
તેને મોકલ્યો સગાઇ કરવા કાજ વિનંતી॰ ૩
માટે કૃપા કરી શ્રીફળ લ્યો મહારાજ વિનંતી॰ ૪
કુંવરી ચંદ્રીકા છે સ્વરૂપવાન વિનંતી॰ ૫
તેનું મન મોહ્યું વીરસીંહની સાથ વિનંતી॰ ૬
આપ મોટા છો મહારાજ વિનંતી॰ ૭

મહારાજ હું સિદ્ધરાજનો ગેર છું ને મને સગાઇ કરવા મોકલ્યા છે. ભલે મહારાજ સુખેથી સગાઈ કરો પણ લાલ લાલ જાનને પરણાવો ત્યારે. હા પૃથ્વીપતિ દીવસ ચોથે જાન લઇ વેલા પધારજો બસ બસ મહારાજ એજ અમારૂં એજ કહેવુ છે. મહારાજ હું જાઉં છું. ભલે પધારો. સગાઈ કરી જાય છે ને પડદો પડે છે.

**છડીદાર—** નીગેરખે મહેરબાન સલામે મેવાડપતિકું ઘણી ખમા.

---

## પ્રવેશ ૪ ચોથો.

### સ્થળ-પુર પાટણ સિધ્ધરાજની કચેરી

**પાત્રો—** છડીદાર, સિદ્ધરાજ, પ્રધાન, સેનાધીપતિ, સિદ્ધરાજનો કુવર.

છડીદાર— પ્રજાપ્રતિપાલ દીન દયાલ પૃથ્વીપતિ મહારાજ સિધ્ધરાજને ઘણી ખમા.

પ્રધાનજી— મહારાજ કુંવરીની સગાઇ કરવા ગોરને મોકલ્યા છે પણ હજી સુધી આવ્યા નહીં તેનું શું કારણ હશે. પૃથ્વીપતિ એ બ્રાહ્મણ કંઇ નકામો બેશી રહે તેવો નથી હાલાંજ આય છે, તેના પગ રસ્તામાં છે.

એટલામાં બ્રાહ્મણ આવી કહે છે— પૃથ્વીપતિ આપને અભિવંદન કરૂં છું.

ભલે ભલે ગુરૂ મહારાજ તમો આવ્યા? હા હા પૃથ્વીપતિ સગાઇ કરીઆવ્યા. હા મહારાજ કુંરીનો સ્વામી બહુ સારો છે ને કાન્તિવાન તથા ગુણનો પ્રણ સારો છે

રાજાજી— બહુસારૂં.

છડીદાર— કચેરી બરખાસ્ત હોતી હે નીગેરખે મહેરબાન.

એટલે મેવાડથી વીરસીંહ પણ એકલો પરણુવા સારૂ બે સીપાઇઓ લેઇને આવે છે એટલાં બાજે પડદો ઉપડે છે.

---

## પ્રવેશ ૫ મો.

---

### સ્થળ સિધ્ધરાજનો મહેલ.

પાત્રો— છડીદાર, સિદ્ધરાજ, રાણી, કુંવર, દાસી, પ્રધાન, જોશીબાવો, કુંવરી, વીરસીંહ દાસી કુંવરી.

**મહારાજ**— ફરમાવીએ પૃથ્વીપતિ કુંવરીને સુખેથી પરણાવો. વારૂ મહારાજ કુંવરીનો હાથ વીરસીંહનો હાથ બન્નેના હાથ ભેગા કરીને કહે છે કે તમારાં લગ્ન થઈ ચુક્યાં. પૃથ્વીપતિ અમારી દક્ષણા ઇસો આપો. પ્રધાનજી— મહારાજ ગોરને દક્ષણા ને તેમનો ઇસો જે હોય તે આપો. વારૂ મહારાજ એમ કહી સર્વે ઉઠી જાય છે અટલે બીજો પડદો પડે છે.

---

## પ્રવેશ ૬ છઠો.

## રંગમહેલ કુંવરીનું જનાનખાનું.

કુંવરી તથા વીરસિંહ.

પ્યારી મારી એક વિનતી છે તે જો તું સાંભળે તો કહું પ્રાણનાથ આપ જે કહો તે કરવા તૈયાર છું પ્યારી મેવાડથી થોડે છેટે પેટા તાલુકાનું ગામ છે તેમાં બીજો રાજા હદ ઘાલવા સારૂ અમારા સામી લડાઈ ગાજે છે માટે તું મને રજા આપેતો હું રણમાં જય પામી દુસ્મનોનો નાશ કરી આવું તે માટે મને રજા આપ. પ્રાણનાથ મને મુકીને જવું હતું ત્યારે પરણવા આવવું નહોતું મ.સ કેડે પરણવા આવવું હતું. પ્યારી તું બીજી કશી વાત કરીશ નહીં ને મને રજા આપ. પ્રાણનાથ હું આ જીભેથી તો કદાપી રજા ન આપું જાઓ કેતાં જીભ કેમ ન કપાય તે હું તમને કહું ને તમો જાઓ. પ્યારી તું મને રજા આપને હું દસ, પંદર દિવસમાં જરૂર આવીશ. તું સુ-

એથી આ મહેલમાં રહેજે, ને કાંઈ કલ્પાંત કરીશ નહીં હું હાલ આવું છું. પ્રાણનાથ મને અધીન જાણતાં તમને દયા કેમ નથી આવતી પ્યારી શું કરૂં મારે ગયા વગર ચાલે તેમ નથી માટેજ જવું પડશે પ્રાણનાથ જવું હોય તો કોઈ ના કેતું નથી પણ મને સાથે લઈ જાઓ પ્યારી રણમાં તારૂં શું કામ છે ને મોટા મોટા દેવે યુદ્ધ કર્યું છે પણ સ્ત્રી સાથે ગઈ નથી ને તને સાથે કેમ લઈ જવાય માટે તું મહેલમાં રહે ને હું હાલ આવું છું માટે તુ મને ઝટ ખુશી થઈને રજા આપ. કે જેથી જય પામી આવું માટે રજા આપ વાહ પ્રાણનાથ મારૂં શું જોર છે આપતો મોટા છો આપને ગમે તે ખરૂં. પ્રાણનાથ દુશ્મનનો સંહાર કરી વેહેલા પધારજો. કુંમ કુંમનો ચાંદલો કરી સુકન આપે છે તો વીરસીંહ હથીઆર બાંધી જાય છે ગયા પછે ચંદ્રિકા તથા દાસી પ્રતિ ગાયન ગાય છે.

## કુંવરી ચંદ્રિકા.

---

## રાગ વીલાપનો.

સ્વામીરે મારા કયારે આવશો જય પામીને આજ,
તમારા વિનારે આ મહેલમાં મુજથી કેમ રહેવાય
સ્વામીરે મારા. ટેક.

યુધ્ધે ગયા છો નાથજી ચિંતા મને બહુ થાય,
આપ કયારે અહીં આવશો શત્રુ સંહારી આજ સ્વામી.

આપ વીના સુનું બહુ દીસે સુનો છ સંસાર,
ખાવું પીવું કંઈ ગમે નહીં ભુલી ભમું છું આજ સ્વામી.

શત્રુ સહારી વેલા આવજો સ્મરજો સોમનાથ,
સ્હાય કરશે તે તમતણી કહું છું સત્ય વચન સ્વામી.

**દાસી—** બાઇસાહેબ પ્રાણનાથ ક્યારે આવશે તું મને સાચું કહે બાઇ સોમનાથનું આરાધન કરે તે સહુ સારૂં કરશે. એમ કહી ગાયન ગાય છે.

---

## રાગ સીતાના મહિનાનો.

**દાસી—** મારી બેની નાં કરે કલ્પાંત તુને મારા સમ છે,
શાણી સાહેલી તું શાંત સ્વામી કાલે આવશે
તને રડતી જોઇ મારી છાતી મારી ફાટે છે,
મારો એકે નથીરે ઉપાય છાની રહેવું મેં રી.
સ્વામી રણથી આવશે ત્યારે ખબર દઇશ હું તુને,
માટે સમરને સોમનાથ કહું છું કરગરી.
વિનતી લેજે મારી ઉર બાઇ હું કહું તુને,
હું છું દાસી તમારી બાઇ ક્રોધ નવ લાવશો.

બાઇ સાહેબ પ્રાણનાથ કાલ જય પામી વેલા આવશે તમે આટલા બધા શોકાતુર શામાટે થાઓછો માટે સોમનાથનું ધ્યાન ધરો દાસી તુ કહેછે તે ખરૂ પ્રાણનાથ વીના મને કૈંઇ ચેન પડતું નથિ પણ તુકહેછે તેમ કરૂ માટે સોમનાથ મારા પ્રાણ જલદીથિ મેલાવશે એવી આશા રાખુંછું એટલામાં વીરસેનને આવતો જોઇ દાસી કહે છે- બાઇ સાહેબ આપના પ્રાણનાથ આવ્યા. દાસિ તને વધામણીનું શું આપુ મારો કોટનો ચંદનહાર

આપૂણુ. એટલામાં વીરસીંહ આવી ઉભોરહેછે એટલે ચંદ્રીકા આવી વલગી પડેછે પ્રાણનાથ આપ મને મુકીને ગયા પણ મને કેઇ પણ ચેન પડતું નથી માટે આપ આવવાથી ઘણો આનંદ થયો. પ્યારી હું તારે લીધે વેલો આવ્યો તારી મને ઘણી ચિંતા હતી માટે હું જલદીથી આવ્યો વારૂ પ્રાણનાથ આપણ આજ સોમનાથની સ્તુતી કરીને મેવાડ જઇએ વારૂ ચાલો જઇએ સ્તુતી કરીએ. સ્તુતી કરેછે

---

## સ્તુતી.

આશાપુરણ કીધિછે સાબાશ
મેહરકરો કૃપાકરો સાયકરો દયાકરો અમારાપર આશા •
સ્નેહધરી હરખભરિ મેહરકરી અમારાપર આશા •
ધ્યાનધરૂં પુજાકરૂં સેવાકરૂં તમારી આજ આશા •
દયાકરો સ્નેહકરો હેતધરો અમારાપર આજ આશા •
ગાયન ગાઇને જાયછે ને પડદો પડે છે.

---

## અંક ૪ થો

---

### પ્રવેશ ૧ લો

### સ્થળ વડનગર.

**નાટકના પાત્રો.**— ઉમીયાજી તથા દાસી સરસ્વતી બન્નેજણ ડકામાં આવીને ઉમીયાજી પ ગાયન કરેછે

ઉમીયાજી— રાગ ગોપીચંદન નો.

સુણ પ્યારી સખી તુ ખબર નથિરે સોમનાથની—એ ટેક
ઘણા દીવસથિ ગયાજ શંભુ તપ કરવાને કાજ
મારા મન ચીંતા ઘણેરી કહે હવે કેમ થાયરે સુણ •
મનમાં કરૂ વીચાર નીરંતર દરશન કરવા કાજ
જો દરશન મુજને નહી આપો નક્કી મશે મુજ ઘાતરે સુણ •
કૈલાસમાં કેમ રેહવાય સખી હુ અબળા છુ નાર
તપ કરવાને શંભુ ગયા છે કહે સખી હવ કેમ થાયરે સુણ •
સોમનાથ કૃપા કરીને દરશન મુજને આપો આજ
હું દાસી છુ તમતણી માટે કરજો મુજપર સાયરે સુણ •

---

દાસી સરસ્વતી— રાગ ધિરધરો.

ધીરધરો બાઈ મારી શોક દૂરકરો કાલેમલશે સોમનાથ પતી
ચીંતા પરહરો ધીરધરો.
આપ કૈલાસમાં શીદને ડરોછો હું દાશીછું પાસ
હરો ફરો ધ્યાનધરો પુજાકરો તમે આજ ધીરધરો
ઓખા ગણુપતી પાસ બાઇ ચીંતા પરહરો ધીરધરો

બાઈ સાહેબ આટલા શોકાતુર શામાટે થાઓછો હવે સોમનાથ આવશે માટે શંભુનૂ આરાધન કરો વારૂ સરસ્વતી તુ કહેછે તેખરૂ પણ ઘણા દિવસથી ગયા છે માટે મને કંઈ પણ ચેન પડતુ નથી

આતો સચહે પ્રાણ [illegible] રાવણ રેતા હે ઉસને સોનેકી લંકા બનાઈ માટે આપણુ પ્રસે નીચા હે વાસ્તે ઉમીયાજી ઉસમે કયા હે ઉસને સોનેકી બનાઈ [illegible] આપણ ચાંદીકિ બનાવે એજ હે કે દુસરા હે નાના પ્રાણનાથ [illegible] કુચ નહી પણ તુમ બનાવો, કુછ દરકત નહી ગો અભી જાનકું એજકે વિશ્વકમાકું બોલાકે કેતા હું ઓ ભ. તકી તુમ કશી ચીતા મત રખના. ના મહારાજ આપતો મોટે હો આપતો પક્ષકને ચાયસો કરો એસા હો. બસબસ તુમ કશી ચીંતા નહીં કરતી. [illegible] મહારાજ તુમ વિશ્વકમાકું હાલ બોલાવ લાવ બાઝ મહારાજ ? જાતા હું જાય છે ને પડદો પડે છે.

છડીદાર · કચેરી બરખાસ્ત હોતી હે [illegible] મહેરબાન કૈલાસ પતિકું બર્ક્ષા [illegible] પડ છે.

---

## સ્થળ વિશ્વકમાનું રહેવાનું આશ્રમ.

### પ્રવેશ ૩ જો.

વિશ્વકમા બેઠા છે ને ભેરવગણુ આવતો જોઇને કહે છે કે ભેરવગણુ પધારો હા મહારાજ આપ સુખ સાતામાં હોકે હા હા તુમ કયાં જાતે હો ને કયાંસે આતા હો મહારાજ આપ કને આવ્યા છીએ આપ સરખું કામ છે માટે આવ્યા છીએ ફરમાવો શું કામ છે. તે અમને જલદીથી કહો મહારાજ સોમનાથજીએ મને મોકલ્યો છે, કે તુમ અભી જાકે વિશ્વકમાકું હાલ બોલા લાવ હા હા આ બાત

સચ હે પણ કામ હૈ એ અમકું ફરમાવે. એ બાતકી મેરેકુ થોડી થોડી ખબર હુ સો તમકું કેતા હું કે કૈલાશ ચાંદીકી રચને કી હે માટે આપકું બોલાએ હે માટે તુમ જલદીથી ચલો. એ બાત સચ હે પણ રાવણકી લંકાં સોનેકી મેં રચી હે માટે અમકું કુછ દક્ષણાસરપાવ દેવ તો ગે લેકે આવું અબી મેરેસે અવરાય એસા નહીં તુમ જાકે કેના. તુમ મહારાજની પાસે નહી આવોગે તો સોમનાથજી બોત ગુસે હાવગે માટે તુમ ચલો તો બોત અચ્છા નઈ મેરેસે અબી આયા નહી જાયગા જબ માહરાજ જાતા હું જાઓ જાય છે.

---

## સ્થળ વડનગર દેરા સાથી પડ્યા ત્યારે છે.

### પરવેશ ૪ થો.

**પાત્રો**— છડીદાર, સોમનાથજી, ગણપતિ, ઉમીયાજી, સરસ્વતિ. હનુમાન, ભેરવ, વિશ્વકર્મા, સોમપુરા.

**છડીદાર**— નીગેરખે મહેરબાન કૈલાશ પતિકું ધણીખમા.

હનુમાન મહારાજ અબી તલક ભેરવગણ કયું નહીં આયા કાય માલુમ અબી આવેગા. એટલામાં ભેરવગણ આવી કહે છે મહારાજ આપને અભીવાદન કરૂંછું વારૂ ભેરવ કાય ખબર લાયે હો મહારાજ વિશ્વકર્માએ તો મેરેકું એસા જવાબ દીયા કે મેરેસે અબી નહિ આયા જાયગા મેતો રાવણકી લંકા રચી હે સો મેરેકું કુછ

સરપાવ દેવે તો મેં લેકે આવું એસા બોલે, બસ બસ મેરા મોકલેલા ગણુ પીછા આયા તો અબ કયા કામ હે.

ઓન ક્રોધાતુર જોઇને અગીઆરસે રૂદ્રની માળા પૃથ્વી ઉપર પછાડી એટલે અગીઆરસે ચેલા ઉતપન્ન થયા

મહારાજ પીતાજી શો હુકમ છે ત ... અને અમને શાસારૂ ઉપન્ન કીધાછે તે કહો પુત્રો તમને મે ઉત્પન્ન કીધા છે તે હુ તમને કહુછું કેઆમારૂ કૈલાસ ચાંદીકી કરદો તુમલોક જલદીથી અમેરા કઇલાસ રચદયો વારૂ પીતાજી એજ હેકે દુસરાહે એજહે તુમ લોક બેઠકે કામ ચલાવો વારૂ પીતાજી.

એટલામા હંસની સ્વારી કરી વીરવકર્મા આવે છે આવતા જોઇ છડીદાર કહે છે મહારાજા વીસ્વકર્મા પધારતે હે વારૂ આવનેદો આકે માહરાજ આપકુ અભીવંદન કરતા હુ વારૂ વીસ્વકર્મા જીસ બખત મે ગણકુ ભેજા ઇસબખત તુમ કયું નહી આયે દેખો હુ મેરે જેસે મેને અગીઆરસે બનાકે રખે હે વારૂ માહરાજ એમ કહીને ગાયન ગાય છે.

---

## વીશ્વકર્મા— રાગ કલ્યાણ.

હુ આવ્યો છું શંભૂ દરશન કરવા
કૃપાકરો સોમનાથ અમારા હુંઆવ્યો.

પુરવેજન્મ પુરવે પુણ્ય કરેલુ
તેથકી સોમનાથનુ દરસન મળેલુ    હુઆવ્યો
જેવખતે આપ જાવો કૈલાસે
મન મારૂ મુંઝાશે ત્યારે    હુંઆવ્યો.
અન દીવસ અનઘડી ઉગે જ્યારે.
શંભુલ કમલ વદન સુખકારી    હુઆવ્યો.

ગાયન ગાઇ એ હાથ જોડી ઉપર પરમાણે કહે છે. પડદો પડ્યો ને ખેલ ખલાસ.



